# જણસોના નામ તથા ભાવ

| | | રૂ. | આના |
|---|---|---|---|
| સિલ્વરનાઈટ્રેટ | તોલા ૧ નો | ૧ | ૦ |
| બાઈકરબોનેટ આફ સોડા | રતલ | ૦ | ૧ |
| સલ્ફેટ આફ સોડા | ” | ૦ | ૧ |
| રેક્ટીફાઈડ સ્પીરીટ | ” | ૧ | ૮ |
| ગ્લેહેંડરઆઈલ | ” | ૫ | ૦ |
| લેમન | ” | ૩ | ૦ |
| ટરપેન્ટાઈન | ” | ૦ | ૧૨ |
| સલ્ફ્યુરીકએસીડ | ” | ૦ | ૪ |
| પ્લાસ્ટર આફ પારીસ | ” | ૦ | ૫ |
| ક્રીમ આફ ટારટાર | ” | ૦ | ૧૨ |
| લિકવીડ એમોની । | ” | ૦ | ૯ |
| ગોલ્ડ કલોરાઈડ | ૧॥ વાલ | ૧ | ૧૨ |
| પોટાશીયમબાઈકારબોનેટ | રતલ | ૦ | ૫ |
| ગ્લીસરાઈન | ” | ૧ | ૮ |
| નાઈટ્રેડ આફ એમોનીયા | ” | ૧ | ૪ |
| મ્યુરીઆટીક એસીડ | ” | ૦ | ૧૩ |
| ડિસ્ટીલવાટર | ” | ૦ | ૫ |
| મ્યુરીએટ આફ ટીન | ” | | ૧૧ |
| નાઈટ્રીક એસીડ | ” | | ૮ |
| શુગર આફ લેડ | ” | ૧ | ૮ |
| કાસ્ટીક સોડા | ” | | ૩ |

| | | | |
|---|---|---|---|
| પોટેશબાઈ ક્રામેટ | ,, | ૫ | ૦ |
| લેડ એસેટેટ | ,, | ૦ | ૪ |
| ગમકોપલ | ,, | ૧ — | ૪ |
| પર્શીયનબ્લુ | ,, | ૦ | ૮ |
| આકઝેલીક એસીડ | ,, | ૦ | ૫ |
| એનેલીન કલર | ,, | ૧ — | ૮ |
| સ્પિરીટ વાઈનિ | ,, | ૧ — | ૮ |
| પેપરમીટ તેલ | ,, | ૮ — | ૦ |
| કારબોલીકએસીડ | ,, | ૦ | ૫ |
| રોજમરી | ,, | ૨ — | ૦ |
| બરગેમોટ | ,, | ૮ — | ૦ |
| બોરીક એસીડ | ,, | ૦ | ૮ |
| જસતનાફુલ | ,, | ૦ | ૮ |
| પરકલોરાઇડ આફ મરકયુરી | ,, | ૨ — | ૦ |
| મીરબેન | ,, | ૧ - | ૯ |
| કફુરઆઇલ | ,, | ૧ - | ૮ |
| જાંપાની મીણ | ,, | ૪ | |
| આંસ્ફાલ્ટ ડામરના કડકા | ,, | ૦ | ૧ |

---

સમાપ્ત.

# શુદ્ધીપત્રક



| પાનુ | લીટી | અશુધ્દ | શુધ્દ |
|---|---|---|---|
| ૧ | ૧૦ | મુટીમા | મુડીમા |
| ૫ | ૪ પછી | (દાખલ કરો) | નંબર ૭ ઉંચી જાત નોનવાળી નહા-વાનો સાબુ |
| ૬ | ૬ | સેડા | સોડા |
| ૯ | ૧૯ | ફેખવો | ફેરવવો |
| ૯ | ૨૩ | રાત્ર | રાત્રિયે |
| ૧૦ | ૩ | રાત્ર | રાત્રીયે |
| ૧૧ | ૩ | નાબી | નાખી |
| ૧૩ | ૧૦ | નીચેની | નીચેનુ |
| ૧૩ | ૧૨ | પાણીંમા | પાણીમા |
| ૧૪ | ૫ | પપારસ્ટર | પલાસ્ટર |
| ૧૫ | ૧ | બનાવહો | બનાવટો |
| ૧૫ | ૧૯ | ઝાલને | છાલને |
| ૧૬ | ૧૩ | પારે | પારો |
| ૧૬ | ૧૪ | તૈધાર | તૈયાર |

| | | | |
|---|---|---|---|
| ૨૦ | ૮ | પાણ | પાણી |
| ૨૦ | ૨૧ | જેડવા | જેવડી |
| ૨૧ | ૨૧ | કાલરનો | કાલેરાનો |
| ૨૧ | ૨૧ | ઈત્રિરાજ | ઈલાજ |
| ૨૧ | ૨૨ | ૧૨ કી | સુકી |
| ૨૨ | ૪ | કાચ | કાટ |
| ૨૨ | ૨૨ | નેમજ | તેમજ |
| ૨૨ | ૨૩ | લોહુ | લોહુ |
| ૨૩ | ૭ | મીળ | મીણ |
| ૨૩ | ૨૪ | જીવતા | જીવાત |
| ૨૪ | ૨૨ | અધી | અરધા |

( ચોથા પાનામા બગડો પડવાં છે તે ને ચોગડો સમજો. )

૧૮૭૪

# પ્રસ્તાવના.



આજકાલ આપણી નજરમાં એવા ઘણા માણસો અને ઘણું કરીને ઉછરતા જુવાનીઆઓ ભણેલા પણ નોકરી વગર રખડતા ખરાબ હાલતમાં શું કરવું એ વિચારથી મુંઝાતા જોવામાં આવેછે. તેવાઓને નોકરીને માટે ગોથાં ખાવા ન પડે અને દસ વીશ રૂપીયાની થોડી મુડીમાં સ્વતંત્ર તેમજ પૈસા પેદા થાય તેવો ધંધો બતાવવાની કોશીશ કરી છે. સ્વતંત્ર ઉદ્યોગની વૃદ્ધિ અને દેશી હુન્નરને ઉત્તેજન એજ એક બહુમતે વખણાએલો અને અત્યાવશ્યક ઉપાય દેશની અબાદીને માટે ગણાય છે. આ બાબતમાં આપણે કેટલા પછાત છેએ અને આપણા બીચારા કંઇપણ ઉદેશની ધારણા વગર ઉછરેલા નુતન જુવાનીઆઓ કેવી હાલતમાં કામધંધા વગર રખડેછે તે વાંચકવર્ગ જાણતા હશેજ.

બહુ ગુંચવાડાવાળી તેમજ નજીવી બાબત દાખલ કરવામાં આવી નથી. થોડી મુડીવાળા કોઇપણ માણસને નવિન ધંધો શરૂ કરવામાં કંઇ સલાહ મસલત કે મદદની

જરૂર પડશે તો નીચેની કંપની પુરી પાડવા સદા તૈયાર રહેશે. પાછળના ભાગમાં દરેક વિલાયતી ચીજના ભાવ આપેલા છે તે બહુ ઉપયોગી થઈ પડશે.

ઈશ્વર કૃપાથી આ યત્ન સફળ થશે એવી આશા છે. આ પુસ્તક બહાર પડયા પછી 'કળા બોતેરી' ભાગ બીજો તથા ત્રીજો અને ફોટોગ્રાફી યાને તસબીર હુન્નર શિક્ષક એ નામની ચોપડીઓ બહાર પડશે જેમાં માનવંતા સદ્ગ્રહસ્થો ઉદાર આશ્રય આપતા રહેશે.

આ હુન્નરમા વિધવિધ વિશયો સંબધી દર મહિને એક એક ચોપડી પ્રસિદ્ધ કરવાનો સેવકોનો વિચાર છે. તે વિચાર દયાળુ ઈશ્વર પાર પાડો એવી પ્રાર્થના કરીએ છીએ.

કળા બોતેરી ભાગ ૨ કિમત. ૨ આના ટ. ખ. અડધોઆનો.
કળા બોતેરી ભાગ ૩ ,, ૨ ,, ,, ,, ,,
તસબીર હુન્નરશિક્ષક ,, ૪ ,, ,, ,, ,,

દરેક માટે હજાર ગ્રાહક થતાંજ પ્રસિદ્ધ કરી મોકલવામાં આવશે.

'હુન્નરસાગર' માસીક ઘણુજ ઉપયોગી અને દેશી પરદેશી હુન્નર ધંધાની માહિતીથી ભરપુર. જાહેરખબરના ભાવ ઘણાજ સસ્તા છે. વાર્ષિક લવાજમ ટ. ખ. સુદ્ધ ૧ રૂપીઓ

સેવકો,

**હુન્નરોત્તેજક કંપની નાશીક.**

# કળા બોંતેરી ભાગ ૧ લો



૧ સાબુ બનાવવાની રીત- જેને અંગ્રેજીમાં હાડ સોપ કહેછે તે- ૨૮ રતલ ચોખું ટોપરાનું તેલ લેવું અને તેમાં કોસ્ટીકસોડાનું પાણી થોડું થોડું નાખી તે બધું પાંચ કલાક સુધી ધીમી આંચે પકાવવું. પછી જેમાં પકાવેલું હોય તે કઢાઈ નીચે ઉતારી તેમાંની રસી એક પહોળા ટીનના ડબામાં રેડી દસ બાર કલાક રાખવી એટલે ઠરી જશે પછી તે ઉંધું કરી ઠબકારવું એટલે ઢેપ નીચે પડશે. તેના કાપીને ચોસલા કરવા. આ રસનો ન્હાવાનો સાબુ બનાવવો હોય ત્યારે આ રસને ફરી તપાવી ઓગળે એટલે મરજી મુજબ સુગંધ તથા રંગ નાખી જાત જાતના સાંચાઓમાં તે રસ રેડી ફરી ઠારીને સાબુ બનાવવો. ઉપર કોસ્ટીક સોડાનું પાણી કહયુંછે તે છ રતલ કોસ્ટીક સોડા પચીસ રતલ પાણીમાં પલાળવાથી બનેછે.

૨ ઉંચો હની સોપ— સાબુ ઉપર કહેલોછે તેટલો ફરીથી ઉનો કરીને ઓગળી જાય એટલે તેમાં બે રતલ ગ્લીસરીન નાખવું અને પછી સુગંધી પદાર્થ તથા જોઇતો રંગ નાખી સાંચામાં રસ રેડવો અગર ડબામાં રેડીને ઠારવો.

સાબુને રંગ દેવો હોય તો જે જાતનો રંગ જોઇયે તે જાતનો એનેલીન કલર એક સો રતલે એક આંઊસ એ પ્રમાણમાં નાખવાથી સારો રંગ ચડશે. હની સોપને

ઘણું કરીને નારંગી અથવા તો રાતો રંગ ચડાવવામાં આવેછે.

૩ કપુરનો સાબુ—ઉપર મુજબ બનાવવો અને તેની મેળવણી નીચે લખ્યા પ્રમાણેછે.

| | |
|---|---|
| નંબર ૧ માં જણાવેલો સાબુ પ્રમાણુ | ૧૨ાા રતલ. |
| કેંમ્ફુર ઓઇલ | ૦ાા ,, |
| રોજમરી | ૦ા ,, |

૪ બદામી સાબુ—મેળવણી નીચે પ્રમાણેછે.

| | |
|---|---|
| સાબુ | ૫૦ રતલ. |
| મીરબેન | ૬ આંઊંસ. |
| લેમન ઓઇલ | ૫ ,, |

૫ કારબોલીક સાબુ—ઉપયોગ. ખસ, દાદર વીગેરે ચામડીના દરદોમાં તેમજ પ્લેગ કોલેરા તથા જ્વરાદી ચેપી રોગમાં વાપરવાલાયક તેમજ જનાવરોને માટે ફાયદાકારકછે.

બનાવટ—સાબુ ઓગળ્યા પછી નીચેથી તાપ કાઢી નાખી લેમન ઓઇલ નાખવું. પછી રસ રેડતાં પહેલાં એસીડ નાખવું.

| | |
|---|---|
| સાબુ | ૫૦ રતલ. |
| લેમન ઓઇલ | ૦ાા ,, |
| કારબોલિક એસીડ | ૨ ,, |

૬ ગજકરણનો સાબુ.

પરકલોરાઇડ ઓફ મરક્યુરી ૧ આંઊંસ લઈ તેને ૬ આંઊંસ ઉકળતા પાણીમાં નાખી કાચની દાંડીવતી હલાવી એક જીવ થતાં તેમાં સાબુ (નં. ૧ માં જણાવ્યા મુજબ

તૈયાર કર્યોછે તે) રતલ ૫૦ તથા કોઇ પણ સુગંધી પદાર્થ ૦॥૦ રતલ નાખી એક રસ થયેથી ઉતારી ચોકઠામાં નાખવો. આ સાબુનો ગજકરણ શીવાય બીજો ઉપયોગ કરવો નહી.

| | | |
|---|---|---|
| સાબુ | ૧૦ રતલ | ઉકાળવું. પછી નીચેની જણસો |
| પાણી | ૩ ,, | નાખી, ઉતારી, રસ રેડવો. |

| | |
|---|---|
| પેપરમીટ | ૧ આંવુસ. |
| બરગેમોટ | ૦॥૦ ,, |
| રોજમરી | ૦॥૦ ,, |

૮ લવંડર સાબુ— જેની ઉપર ઘણું કરીને પોપટીયો રંગ ચડાવવામાં આવેછે.

| | |
|---|---|
| સાબુ | ૫૦ રતલ. |
| લવ્હેંડર | ૧ ,, |
| ગ્લીસરીન | ૦॥૦ ,, |
| બરગેમોટ | ૦।૦ ,, |

# દવાઓની બનાવટો.

આમાં બધી ખાત્રીલાયક અને અનુભવેલીજ દવાઓનો સંગ્રહ કર્યોછે.

૯ કોઇપિણ જનાવરની ચામડીના રોગોમાટે મલમ

૧ રીત ગંધક દસ ભાગ. મીણવીસ ભાગ.
ખોબરેલ દસ ,,

૨ રીત કારબોલીકઆસીડ ૧ ભાગ
ખોબરેલ તેલ ૨॥ ,,
મીણ ૬ ,,

૧૦ સુવાસીક દંતમંજન— દાંતને મજબુત કરનાર તથા સ્વચ્છ કરનાર. વળી આ મંજન વેહેતુ લોહી બંધ કરેછે દાંત દુખતા હોય તેને આરામ મળેછે. દાંતને સડીજવા દેતું નથી.

| | |
|---|---|
| ચાક | ૧૦ રતલ |
| બાઇકારબોનેટ સોડા | ૬ ,, |
| પેપરમીંટ તેલ | ૧ આવુંસ |
| ટંકણખાર | ૦॥૦ રતલ |
| કારબોલક એસીડ | ,, આવુંસ |

૧-૨-૪ એ ત્રણ ચીજો કપડછાણ કરી તેમાં પછી તેલ તથા એસીડ નાખી સારખુ કરી ફરી કપડછાણ કરવું પછી ટીનના ડબા માહે કાચની બાટલીઓમાં ભરી રાખવું અને કાયમ બંધ રાખવું નહી તો હવા જવાનો સંભવછે.

૧૧ સુગંધશીર્ષ— ઉપયોગ. અત્તર માફક વપરાયછે વળી આધાશીશી માથુ દુખવું ઉત્યાદી વિકારમાં ફાયદો કરેછે.

| | |
|---|---|
| મીંણ | ૧૦ ભાગ |
| પેપરમીટ તેલ | ૧॥ ,, |
| લવંગ તેલ | ૨॥ ,, |
| રોજમરી | ૫ ,, |
| ખોબરેલ | ૧૫ ભાગ |
| બરગેમોટ | ૧ ,, |
| દાલચીની તેલ | ૧॥ ,, |
| લવ્હેંડર | ૫ ,, |

૧૨ મોઢાઊપરના ખીલની દવા.

| | |
|---|---|
| ગોપીચંદનભુકો | ૧૦૦ ભાગ |
| ફટકડી | ૧ ,, |
| બોરીક એસીડ | ૫ ,, |
| જસાતના ફુલ | ૧ ,, |

એ સાહુભેગા કરી મધમાં વાટી મોઢે ચોપડવું

૧૩ ગુલકંદ થોડી મુદતમાં બનાવવાની ઊત્તમ રીત

એક માટીના ઠામમાં ગુલાબના પાંદડા અને સાકરનો એક બીજા પર થર જમાવી તે માટલાનુ મોઢુ બંદ કરી ઊંધુ માટીમાં ડાટી દેવુ અને ઊપર ત્રણ કલાક સુધી તાપ કરવો પછી બીજે દીવસે કાઢી અંદરના ગુલ-કંદનો ઉપયોગ કરવો.

૧૪ તેરગુણવાળી પાનની બીડી—ઉપયોગ અજીર્ણ, આ-મવાત, પેટદુખવુ, કળતર, શુળ અને ખાસ કરીને સુ-વાવડી સ્ત્રીઓ માટે બહુ ગુણકારીછે. તેથી નવું લોહી ચડેછે. હોંશીયારી આવેછે. વાતાદી પ્રબળ દોષ હટેછે. અને સુવાવડીને જલદી આરામ થાયછે. નીચેની રકમો સારખે ભાગે પાનની બીડીમાં થોડી થોડી અથવા ભેગી નાખવાથી આ બિડી તૈયાર થાયછે. પાનશીવાય બીજી બાર વસ્તુનો ભુકો કરી રાખ્યો હોય તો કામ આવશે.

પાન, સુપારી, કાથો, ચુનો, લવંગ, એલચી, જા-યફળ, કંકોળે, બદામ, કેસાર, જાયપત્રી' ટોપરૂં, કસ્તુરી.

૧૫ પ્લેગ જેવા ચેપી રોગના જીવડા નાશ કરનારૂં પ્રવાહી.

| | |
|---|---|
| નાઈટ્રેટ આફલેડ' | ૧ રતલ |
| પાણી | ૧૨ ,, |

૧૬ કંઠ સાફાઇની ગોળીઓ

જેનો અવાજ મધુર નથી પણ ગાવાનો શોખછે. અથવાં જેને ગાવાનું, ભાષણ કરવાનું, મોટે અવાજે શીખવવાનુ કામ પડેછે તેવાઓને માટે અકસીરછે.

| | |
|---|---|
| જેઠીમધ | ૫ તોલા |
| સફેદકાથો | ૧ ,, |
| ચણોઠીપાંન | ૩ ,, |
| વંશલોચન | ૧ ,, |
| લવંગ | ॥ ,, |
| આવળકુટી | ૧ ,, |
| ગુલકંદ | ગોળી વળાય તેટલો |

૧૭ સ્ત્રીઓમાટે માથાના વાળ સાફ રાખવાની ભુકી, જેથી માથુ ચીકણુ થશે નહી. વાળ, લીસ્સા, તથા સફાઇદાર બનશે અને જુ મરી જશે.

| | |
|---|---|
| ટંકણખાર | ૧ આવુંસ |
| કપુર | ०॥० ,, |

ગરમ પાણીમાં પલાળી રોજ કેશને લગાડી ધોઇ નાખવુ.

૧૮ મંદદ્રષ્ટી દવા— કોઇપણ કારણથી ઝાંખું દેખાતુ હોય અને નજર સાફ ન રેહેતી હોય તો નીચેની દવાના ટીપાં નાખતા જવું.

| | |
|---|---|
| ફટકડી | ૬ ગ્રેન |
| સલફેટઆફઝીંક | ૨ ,, |
| વાઇનમ ઓપિયમ | ૧ દ્રામ |
| ગુલાબપાણી | ૬ આવુંસ |

બધું મિશ્રણ કરી બાટલીમાં ભરી રાખવું.

૧૯ હરશનો રામબાણ ઈલાજ-- જેને મરાઠીમાં મુળ-વ્યાધ અને ઇંગ્રેજીમાં પાઇલ્સ કહેછે તે.

૧ રીત—મુળાના પાકા પાંદડાનો રસ કાઢી તેમાં ઘીના ટીપા નાખી ૭ દીવસ સવાર સાંજ અડધો તોલો પીવું.

૨ રીત—મલમ બનાવી લગાડતા રેહેવું.

| | |
|---|---|
| પાષાણભેદ | ૧ ભાગ |
| શંખજીરૂ | ૧ ,, |
| મુરદારશીંગ | ⅟₄ ,, |
| માખણ | મલમ બને તેટલું. |

૨૦ ચામડી પરની અળાઈ તથા ફોલ્લીઓનો ઇલાજ—

સુખડ, વાળો, ધાંણા, નાગરમોથ.

૨૧ દમ તથા હાંફણની દવા—

| | |
|---|---|
| ૧ રીત—આમળાનો રસ | ૧ ભાગ |
| લીમડાનો રસ | ૧ ,, |
| કુંવારનો રસ | ૩ ,, |

મિશારણ કરી સવાર સાંજ એક ચમચી મધમાં પીવું.

૨ રીત—કેવડાના ફુલનો સફેદ મેંદો ખાતા રેહેવું.

૩ રીત—મેંદાનું ખીરૂં સવારના પેટભરીને ખવડાવી આખો દિવસ સાધારણ દરદીને ફેરવવો. બેસવા, યા, સુવા, દેવો નહી.

૨૨ સળેખમનો રામબાણ ઉપાય--સરદી થઈ હોય, આંખમાંથી પાણી વેહતું હોય તથા નાક વેહતું હોય, માથુ દુખતું હોય અને રાત્ર નીંદ ન આવે તો એ લક્ષણમાં નીચેનો ઈલાજ ઘણોજ અકસીર માલમ પડયોછે.

એક કાચના કપમાં (ચિનાઈ) આંધણનું ઉનું પાંણી નાખી તેમાં એ તાજા રસવાળા લીંબુ નિચોવી ઉનું ઉનું પી લેવું રાત્ર સુતા પેહેલા પીવાથી ઘણો આરામ થશે.

૨૩ માથું દુખતું મટાડવાનો ઉપાય ૧ રીત–ગાયના દૂધમાં અફીણ ઘસી ઊનું કરી ચોપડવું. સાધારણ પાતળો–લેપ કપાળપર થાયતેટલુંજ અફીણ લેવું

૨ રીત કોલનવાટરમાં કપુર પલાળી સુંઘ્યા કરવો.

૨૪ સાપના ડંખની નવી શોધ હાલમાં એવી ખાતરી લાયક દવા શોધી કહાડવામાં આવીછે. દવા તો સહુને-ખબરછે, પણ તેના આવા ગુણ વિશેની હમણાજ ખબર પડીછે.

પરમેંગનેટ આફ પોટેશનું જોરેદાર પ્રવાહી ચામડીમાં, શસ્ત્ર વડે દાખલ કરવાથી એકદમ ઝેર ઉતરેછે.

૨૫ દુખતી દાહ્નો ઉપાય— હીંગ, કપુર, અકલકરા. તમાકુ, એઓનું સમભાગ ચુર્ણ કરી દુખતી જગ્યાપર ચપટી મુકવી દવાંમાં હીંગ કાયમ શેકીને લેવી.. કાચી લેવી નહી.

૨૬ કાન બેરા થઈ ગયા હોય તેનો ઇલાજ–ત્રણ બીલીના ફળનો ગરભ કાઢી ઝીણાચટણી જેવો વાટી તેમાં તેથી ચોગણું તલનું તેલ નાખી તે તેલથી ચોગણું બકરીનું દૂધ અને મુત્ર નાખી ભેગું કરી ઉનું કરવુ અને તાપ ધીમો રાખવો. માત્ર તેલ બાકી રહે અને પાણી બળી જાય ત્યાંસુધી તપાવી ગાળીને ભરી રાખવું. તેનાટીપાં કાનમાં નાખવાથી થોડાજ વખતમાં ફાંયદો થાયછે

૨૭ આંખના ફુલાપર અકસીર દવા—પોપટીયાં રંગની બંગડીની કાચ ઘણીજ ઝીણી વાટી તેમાં સરખે ભાગે ગામઠી સાબુ નાખી લીંબુના રસમાં ખરલ કરવું. સારી પેઠે એક રસ થયા પછી ભરી રાખવું જેનું અંજન કરતા રહેવાથી આંખના ઘણા દરદોને ફાયદો કરેછે.

૨૮ વંધ્યા ગર્ભ ધારણ—૧ રીત બે રૂપિયા ભાર બી જોરાના બીજ દુધ -॥- શેરમાં બાફી સારી રીતે પકાવી તેમાં ૧ રૂપીયાભાર ગાયનું ઘી તેમજ ૧ રૂ. ભાર સાકર નાખી રોજ સુતા પેહેલાં પીવું

૨ રીત—કાંટાસેરીયાનામુળ, આસ્કંધ કંકોડી, શંખાવળી, આ ચારે દવાનુ સમભાગે ચુર્ણ કરી સાકર નાખી પ. કાવેલા ગાયના દુધમાં એક તોલાભાર નાખી રોજ સવારે પાવું

૨૯ ધાતુ પુષ્ટીનું આકસીર ચુર્ણ—અસ્કંધ ૫ ભાગ ગોખરૂ ૫ ભાગ જેઠીમધ ૨ ભાગ શતાવરી ૨ ભાગ લીંડીપીંપર ૧ ભાગ આમળા ૧ ભાગ એ સર્વનુ ચુરણ કરી સવાર સાંજ અડધા રૂ. ભાર ફાકી મારી ઉપર દુધ પીવુ.

૩૦ સ્ત્રીઓનેમાટે કેશવર્ધક તેલ—એરંડીયુ ૧ રતલ ખોપરેલ ૧ રતલ તલનુ તેલ -॥- રતલ કુલ ૨॥ રતલ આ ત્રણ તેલ એકત્ર કરવા અને તેમાં રેકટીફાઇડ સ્પીરીટ ૧૦ આવુંસ કવીનાઈનગ્રેન ૪૦ ગ્રેન આ બે દવા ભેગી કરી નાખવી પછી નીચેના સુગંધી તેલ અંદર ભેળવવા લવેંડર તેલ, રોજમરા તેલ, લેમન તેલ, દરેક -।- પા આવુન્સ આ તેલ સવાર સાંજ વાળને લગાડવાથી વાળ ઘણાજ લાંબા તેમજ સુંદર અને ખુશબોદાર થશે.

# જાત જાતની શાહી બનાવવાની રીત.

૩૧ ગુપ્ત શાઈ—નીચે જણાવેલી ગમે તે પ્રવાહી વડે લખવાથી અક્ષર દેખાતુ નથી અને વાંચવુ હોય તો સુકાણા પછી દીવાપર સ્હેજ ગરમ કરવાથી અક્ષરો કાગળઉપર ઉપસી આવેછે.

દૂધ, ગોળ, શુગર આફ લેડ, કાંદાનો રસ, લિંબુનો રસ, નવસાગ્રર.

૩૨ રબર સ્ટાંપની શાઇ— રેડએનીલાઈનકલર ૧ આવુંસ ગ્લિસરીન ૪ આવુંસ સ્પિરીટવાઇન દસ આવુંસ ત્રણે એક રસ કરી બાટલીમાં ભરી રાખવુ.

૩૩ બ્લુબ્લૅક શાઇની ભુકી— નીચેની જણસો કપડછાણ કરી બરાબર ભેગી કરવી અને પડીકા ભરવા

| | |
|---|---|
| હરડેની ભુકી | ૨૦ આવુંસ |
| માયફળની ભુકી | ૧ ,, |
| લવંગ | -॥- ,, |
| હીરાકસ | ૧૨ ,, |
| બાવળનોગુંદર | -।- ,, |
| ગળી | ૦।  ,, |

૩૪ પાકી અને ટકાઉ કાળી શાઈ——ગમકોપલભુકો ૧૦ આવુંસ કાજળ ૧૩ આવુંસ ગળી ૧ આવુંસ લવંડર તેલ ૧ આવુંસ લવંગનુ તેલ -॥- આવુંસ આ પાંચ જણસો સારી રીતે ભેગી કરી ખપપડે ત્યારે ૧ તોલે ભુકી ૧૫ તોલા પાણીમાં નાખી ચુલાપર પકવવુંને પછી લખવાના કામમાં લેવી.

૩૫ મોર્નીંગ શાઇ બનવવાની રીત— પર્શીયન ઝલું ૮ આવુંસ બાવળનો ગુંદર ૧ આવુંસ ઑકઝેલીક આસીડ ૫ આવુંસ પાણી ૮૦ આવુંસ એ બધું ભેગું કરી બાટલીઓ ભરી રાખવી.

---

## જાતના જાતના રંગ બનાવવની રીત.

૩૬ પીળો રંગ— નં ૧ પોટેશ બાયક્રામેટ ૧૦ ભાગ નં૦ ૨ લેડએસેટેટ ૬ ભાગ બંને પદાર્થનુ જૂદુ જુદુ. પાણી કરી નબર ૧ ના પાણીમાં ( પીળા રંગનો થર. બાઝી રહે ત્યાં સુધી. ) નંબર ૨ વાળું પાણી રેડયા કરવું પછી નિચેની થર જુદો કાઢી લેવો. આનો બહુજ સારો પીળો રંગ બનેછે જેને ક્રોમયલો કહેછે.

૩૭ નારંગી રંગ—ઉપર લખેલો પીળો રંગ લઇપ ાણીમાં નાખી પકાવવો પછી તેમાં કાસ્ટીક સોડા ૧ ભાગ પાણી ૩ ભાગ એ બેનું મિશરણ નાખી હલાવવું જેથી સરસ નારંગી રંગ બનેછે.

૩૮ રાતો રંગ—૧૦૦રતલ લોઢાનો કાટ લઈ લોઢાના પખ્તા વાસણમાં પાંચ કલાક તપાવવો એટલે તેનો રંગ રાતો થશે. પછી તેને કુટી કપડછાણુ કરી તેલમાં ખરલ કરવાથી રાતો રંગ બનેછે. અને લોઢાને લગાડવાથી કાટ ચઢતો નથી તેમજ લાકડાને લગાડવાથી પાણીમાં લાકડા સડતા નથી.

આવી જાતના ઘણા ખરા રંગ તેલમાં ખરલ કરવાથી તૈયાર થાય એટલે તેને ઓઇલપેંટ કહેછે, અને રંગવામાં ઉપયોગ કરેછે. અળશીના તેલમાં ખરલ કરવાથી રંગ જલદી સુકાયછે.

૩૯ ધોળો રંગ— સ્પારટર નામના ગાંગડા ઘણી ખરીવાર જમીનમાં મળી આવેછે. તે દેખાવમાં સફેદ આરસપાણ જેવા પણ નરમ અને ભુકો થઈ જાય તેવા હોયછે. એને લોઢાના પત્રા ઉપર પકવવાથી સફેત ભુકી થાયછે. તેને કપડછાણું કરી ઉપર મુજબ તેલમાં ખરલ કરવાથી રંગવાના કામમાં આવેછે.

૪૦ સફેતો જેને વ્હાઇટલેડ કહેછે— શુગર આફ લેડ ૧૦૦ રતલ, સોડા સલ્ફેટ ૫૦ રતલ, બંને ચિજોનું જુદું પ્રવાહી કરી પ્રથમ ચિજની પ્રવાહીમાં બીજા ચિજની પ્રવાહી (તળીયે ધોળો થર બાઝી રહે ત્યાં સુધી) રેડતા રેહવુ પછી તે નિચે, લખેલા તેલમાં ખરલ કરી ઉપયોગમાં લેવું.

૪૧ બેલતેલ અથવા ઉપરના રંગો જેમાં ખરલ થાયછે તે—૧૦૦ રતલ સરસીયું તેલ લઈ તેમા ૧. રતલ શીંદુર મેળવી કડાહમાં ચાર કલાક સુધી તપાવવું અને ૧૪૦ ની ડીગ્રી સુધી ગરમ કરવું અને ઉતારી બે કલાક ઠરી ગયા પછી ગાળી લેવું. આ તેલનો વારનીસ મુજબ લગાડવામાં પણ ઉપયોગ કરવામાં આવેછે.

———

# બહુ ઉપયોગી પરચુરણ બનાવહો



૪૨ લાખ બનાવવાની રીત—– લાખ ઘણું કરીને ત્રણ ઝાડ માંથી બનેછે. તેના નામ વઢલો, પિંપળો ને ખાખરો તેની થડ અને ડાંખળીઓ ઉપર નાના જીવડાઓએ દાણાદાર રાતારંગના હારબંધ ઘરો બાંધેલા હોયછે આ દાણાદાર ઘરોની કાચી લાખ થાયછે. તેને પાણીમાં પલાળી રાખવાથી ખોટો રંગ ધોવાઈ જાયછે. પછી તે સફેદ દાણા કપડામાં બાંધી આગપર ધરવાથી પિગળવામાંડે એટલે કેળના પાન ઉપર નિચોવવું જેથી પાન ઉપર ઝીણા થર બાઝી રહેછે તેનેજ ચોપડા લાખ કહેછે.

૪૩ મોહોરની લાખ— ઉપર મુજબ બનાવેલી ચોપડા લાખ ૪ ભાગ, ટરપેંટીન ૧ ભાગ, અને કાળા રંગમાટે કાજળ અને રાતો રંગ ચઢાવવો હોયતો હિંગળો નાખવો. આ બધું તપાવી એક રસ કરી તે રસ, આરસપાણ ઉપર રેડી હાથવતી કાંડીઓ બનાવવી અગર તયાર ચોકઠોના સાંચામાં રસ રેડવાથી પણ કાંડીઓ બનેછે.

૪૪ સાગુ ચોખા– સાગુચોખા જેમાથી બનેછે તે ઝાડનું નામ સાગુછે જે ઝાડ સાધારણ જમીનમાં અને બહુ કાળજી તથા સંભાળ રાખ્યાવગર ઉગેછે. તેની છાલને પાણીમાં ઉકાળી તેનો રસ કાઢેછે અને છાલને ફેંકી દઈ. ફરી તે રસને પકાવી પાણી બાળી નાખેછે અને તે ચીકણા મેંડાની ઝીણી ચાળણીમાં દાબી દાણા પાડેછે.

૪૫ બાટલીમાં કલ્હઇનું ઝાડ ઉતારવાની રીત— સફેદ કાચની બાટલી ડીસ્ટીલ વાટરથી ભરવી તેમાં મ્યુરીએટ આફ ટીન ૩ દ્રામ અને નાઇટ્રીક એસીડ ૧૦ ટીપાં નાખવા. મ્યુરીએટ આફ ટીન ગળી જાય ત્યાં સુધી બાટલી હલાવવી. પછી બે ઇંચ જાડો અને ચાર ઇંચ લાંબો જસતનો કટકો બુચની સાથે અંદરના ભાગમાં એવી રીતે બાંધી બુચ બંદ કરવો કે તે અંદરના તળીયાથી ચાર આંગળ ઉચું રહે. અને બુચ બરાબર બેસાડી કોઈ સારે ઠેકાણે ધીમે રહી મુકવું એટલે બાટલીમાં ઝાડની આકૃતી બનસે.

૪૬ રૂપાનું ઝાડ— ઉપર મુજબ સફેદ બાટલીમાં ડિસ્ટીલ વાટર ભરી પા આવુંસ નાઇટ્રેટ આફ સિલ્વર નાખી કોઇ જગાએ મુકવી પછી તેમાં પા આવુંસ પારે નાખવો જેથી તરતજ ઝાડ તૈયાર થાયછે.

૪૭ સંચાની મદત શિવાય બરફ કરવાની રીત—

| | | |
|---|---|---|
| ૧ રીત— | નાઇટ્રેડ આફ એમોનીયા | ૪ આવુંસ |
| | કારબોનેટ આફ સોડા | ૪ આવુંસ |
| | પાણી | ,, ,, |

આ મિશરણમાં પાતળા પત્રાવાળો ગ્લાસ પાણીથી ભરી રાખવો જેથી અંદરના પાણીનું તુરત બરફ થઈ જશે.

| | | |
|---|---|---|
| ૨ રીત— | સલ્ફેટ આફ સોડા | ૨ ભાગ, |
| | મ્યુરીએટીક અસીડ | ૧ ,, |

તેમાં ઉપર મુજબ પાણી રાખવાથી બરફ બના જશે,

૪૮ લાકડાની અંદરના ચીરા ફાટ અથવા ખાડા પુરી દેવાનું મિશરણ બનાવવાની રીત-થોડું પાણી, ફટકડીના એચાર કટકા ને ચોખાનો લોટ એ બધું ઊંકાળવું અને તેમાં કાગળના ઝીણા ટુકડા કરી નાખવા અને જાડુ થાય ત્યારે ખાડા તથા ચીરા, પુરી દેવાના કામમાં આવેછે.

૪૯ તાગ તથા સણનું કપડૂં ધોવાની રીત— પાણી ઊનું કરી તેમાં મુઠીભર ટાકણખાર નાખી એક રસ થવા દેવું પછી તે ઉના પાણીમાં કપડૂ સાફ ધોઇ સુકવવું એટલે સફેદ થશે.

૫૦ ફુલ, તુરા, હાર, ગજરા વીગેરે લાંબો વખત તાજા રાખવાની રીત—નવસાગરનું પાણી કરી તેમાં ફુલ યા ઝાડ ડુબાવી રાખવાથી આઠ પંદર દિવસ સુધી તાજા રેહેછે.

૫૧ વિલાયતી પ્રવાહી ગુંદર જેવો ગુંદર બનાવવાની રીત—ગુંદરને પલાળી જરા ગ્લીસરાઇન અને સાકર મેળવવી અને ગાળીને બાટલીઓ ભરી રાખવી જેથી ચકચકીત અને સ્વચ્છ વિલાયતી જેવા ગુંદરની બાટલીઓ થશે.

૫૨ કાચપર લખવાની શાઇ બનાવવાની રીત—બે ભાગ કાજળ, ૧ ભાગ મીઠું એકત્ર કરી ગુંદરના પાણીમાં ખુબ ખરલ કરવાથી કાચ ઉપર લખી શકાયછે.

૫૩ વેપારીના બરની દેશી ચકચકીત કાળી શાઇ—
પાશે ૨ ઉના પાણીમાં થોડો ટાકણખાર નાખી તેથી ત્ર ણગણી લાખ નાખી એક રસ કરવું. અને જેટલી કાળી જો-

ઇએ તેના પ્રમાણમાં કાજળ નાખવું. અને ચળકદાર કર વામાટે જોઇયે તેટલી લાખ નાખવી અને શીશીઓ ભરી રાખવી.

૫૪ પિતળ તથા તાંબાના વાસણ ઉપર સોનાનો ગિલીટ ચઢાવવાની રીત— જે ચીજને ગિલીટ ચઢાવવું હોય તે સારી રીતે ઘસી સાફ કરવી. કોઈ ડાગ રહી જાય તો- ગંધકનો તેજાબ લગાડી સાફ કરવી. ગોલ્ડ ક્લોરાઇડ ૨॥ વાલ એક સેર પાણીમાં કાચની ડાંડીવતી ચિનીમાટીના વાસણમાં એકત્ર કરવું. વળી તેમાં ૧૦ તોલા પોટેશી- યમ બાઇકારબોનેટ નાખી દેવતાપર રાખી ચારેક કલાક સુધી પકાવવું પછી નીચે ઊતારી ઠારવું સાધારણ ગરમ રહે એટલે સાફ કરેલી ચીજો તે પાણીમાં ડુબાવવી જેથી આશરે બે મિનીટમાં તે ઉપર મજાનું ગિલીટ ચઢશે પછી તે ચીજો હલકે હાથે ચાકની ભુકીવતી સાફ કરી ધોઈ નાખવી અને લુગડાવતી કોરી કરવી.

૫૫ અરીસાના કાચ તૈયાર કરવાની રીત— જે કાચનો અરીસો બનાવવો હોય તે કાચના આકાર જેટલી ચિ નાઇ તબકડી લઈ. એક અંધારી કોકડીમાં દીવો લગાડી તે કામ કરવું. કાચને સાફ કરી તે તબકડીમાં મુખવી અને તેનીપર નીચે લખેલું (અ)નું ઓસડ એકદમ રેડવું અને ફરી તે પર (બ) તથા (ક)નું ઓ- સડ ભેગું કરી રેડવું એટલે પાંચ મિનીટમાં તેનીપર રૂપાનો ગિલીટ ચઢશે અને અરીસો તૈયાર થશે. પછી તેપર સીંદુરનો રંગ ધીમેથી ચારે બાજુ પાતળો લ-

ગાવી તૈયાર કરવું. દવા વાપરવાનું પ્રમાણ (અ) વાળી દવા ૨૦ ભાગ, (બ) તથા (ક) વાળીદવા દરેક પાંચ ભાગ વળી (અ) વાળી દવા પ્રથમ કાચ ડુબી જાય તેટલી માપીને રેડવી જેથી તેના પ્રમાણમાંજ બીજી દવા માપી શકાય.

(અ) સીલ્વરનાઇટ્રેટ ૧ આવુંસ, પાણી ૧૨ રતલ આ દવા બનાવી આસમાની રંગની બાટલીમાં ભરી કાયમ અંધારામાંજ રાખવી.

[બ] ક્રીમ આફ ટારટાર ૨૦ આવુંસ, પાણી ૧૦ આવુંસ.

(ક) લિક્વીડ એમોનીયા ૧૦ આવુંસ પાણી ૫ રતલ.

૫૬ છત્રી ઉપર લગાવવાનુ રોગાન- ફટકડી ૧ ભાગ, પાણી ૧૦ ભાગ, એ મેળવણીમાં પ્રથમ કપડું પકાવી નીચોવી નાખવું અને સુકવવુ અને નીચેની મેળવણી પીંછીવતી સારખી રીતે લગાવવી.

મીણ ૧૨ ભાગ, ટરપેટાઇન ૯ ભાગ, પ્રથમ મીણને ચુલાપર ઓગાળી પછી ટરપેંટાઇન નાખી હલાવવું.

૫૭ બ્લેક જપાન અથવા કાળો રંગ બનાવવાની રીત- ૨૫ રતલ ડામરના ગાંગડા [આસ્ફાલ્ટ] લઈ એક લોઢાની કલઇમાં પીગળાવવા અને રસ થતો જાયકે તરત તેમાં બે રતલ અળસીનું તેલ નાખવું એટલે જલદી રસ થઇ જશે પછી જરા ઠરવા દઇ તેમાં ૨૦ રતલ ટરપેન્ટાઈન નાખી ખુબ હલાવવું આ ક્રીયા કઢાઇને નીચે

ઉતારી કરવી અને ૧૦૦ ડીગરી કરતાં ઉષ્ણતાં વધારે થવા દેવી નહી. નહી તો ટરપેંટાઈન સળગી ઉઠશે. આ કામ ખુલ્લી જગ્યામાં આઘા ઉભારહી કરવું. પછી ઉપર ઢાંકણું નાખી પંદર દિવસે ઉઘાડવુ અને ફરી પાંચ રતલ ટરપેંટાઈન ઉમેરી એકરસ કરી ઉપયોગમાં લેવું.

૫૮ સોનું અને મોતી સાફ કરવાની દવા— સાબુ ૫ ભાગ, ચાકની ભુકી ૫ ભાગ, પાણી ૫ ભાગ. આ દવા પીંછીવતી લગાવી ખુબ ઘસાવી જેથી ડાગીના બહુ મજાના સાફ થાયછે.

૫૯ શિસમનાલાકડાનીબનાવટ— ૧ રીત— સાગના લાકડાને કળી ચુનો ચોપડી બે મહિના તેવીજ સ્થિતીમાં તડકામાં રાખવાથી તે ઉપર કાળો રંગ ચડશે અને શીસમ જેવો દેખાશે.

૨ રીત— સાગના લાકડાપર સલ્ફયુરીક એસીડ લગાવી ચુલાપર બે મહિના સુધી ધુમાડો લાગે એવી રીતે રાખવાથી તેને શીસમ જેવો રંગ ચડશે.

૬૦ પાનમાં ખાવાની સુવાસીક કાથાની ગોળીઓ.

કેશર ૧ ભાગ, કાલો કાથો ૧૦૦ ભાગ, કેવડાના ડીડવાનો લોટ ૨ ભાગ. ત્રણે જણસોને કપડછાણ કરી ગોળનુ પાણી કરી તેમાં તે લોટ બાંધી બાજરીના દાણા જેડવાં ગોળીઓ વાળવી. આ ગોળીઓનો સારો ખપ થાયછે, અને ભાવ સારો આવેછે.

૬૧ ખાવાની ઉંચી તમાખુ [ જરદો ] બનાવવાની રીત—

સારી કડક સુકેલી તમાકુ લઈ તેની ભુકી કરવી અને અંદરના સાંઠીકડાને બાળી તેનો અર્ક કાઢવો પછી તેમાં દસ ભાગ અક અને બે ભાગ ગુલાબ પાણી ભેળવી તેના ત્રણ પુટ આપવા એટલેકે એકવાર તેની ઉપર અર્ક રેડી એકરસ કરી સારી રીતે મસાળી, છાયામાં સુકવવું. પછી ફરી અર્ક રેડી મસાળવુ એમ ત્રણવાર કરવુ. પછી તયર થયેલી તમાકુને પુદીનાનો તથા પેપરમીટનો અર્ક ચેળી બટલી અગર ડબામાં ભરી રાખવી. આ તમાકુ જરા પાનમાં ખાવાથી ખુબ લિજ્જત આપેછે.

૬૨ તાંબુલ બીહાર કરવાની રીત-પાનમાં ચુના માફક લગાવવાથી ઘણી ખુશબો આવછે મુખની દુર્ગંધી નાશ પામેછે. ચારે બાજુ સુગંધી બેહકી રહેછે. તેથી આ ચીજ ઘણીજ લોકપ્રીય થઇ પડીછે. અને બોહોળો ખપછે તેમજ પૈસા કમાવવાનુ જબરૂ સાધન છે.

જપાની મીણ ૫ ભાગ, દાલચીનીતેલ એક અષ્ટમાંશ ભાગ ખોબરેલ ભાગ ૩ પેપરમીટ તેલ પા ભાગ, લવંગતેલ પા ભાગ, હિનાતેલ એક સોળાંશ ભાગ કેસર ભુકી પા ભાગ, જાયફળ ભુકી ૩ ભાગ, કંકોળભુકી ૫ ભાગ એલચી ભુકી ૩ ભાગ.

૬૩ કોલરનો અક્સીર ઇલાજ- મીઠું, કપુર, અફીણ અને મરચાંની કપડછાણ કરેલી ૧૨ ફી આસહું સરખે ભાગે લઈ એકત્ર કરી ગોળી વાળવી અને એકેક ગોળી બે બે કલાકે દેવી ખાત્રીથી આરામ થશે.

૫૪ કાજળ બનાવવાની રીત—રાત્રીયે પવન લાગે નહીં એવી રીને તલના તેલનો દીવો કરી કાજળ પાડી લેવું તેમજ કપુરનું કાજળ કાઢવું તેમાં મીણુ અને ખોબરેલ નાખી ખરલ કરવું. આ કાજળ નાના બાલક નેમજ સુવાવડીને આંજવાથી બહુજ ફાયદો કરેછે.

| | | |
|---|---|---|
| તેલનું કાજળ | ૧૦૦ | ભાગ, |
| કાપૂર કાજળ | ૨ | ,, |
| સુરમો | ૧ | ,, |
| મીણુ | ૨૫ | ,, |
| ખોબરેલ | ૧૦ | ,, |

૫૫ ચાકની લખવાની કાંડીઓ— પારીસપ્લારટર ૧૦૦ ભાગ, ચાક ૧૦ ભાગ, ગોળ ૧ ભાગ. ગોળનું પાણી કરી તેમાં કપડછાણ કરેલી ચાક તથા પ્લારટરની ભુકી મેળવવી અને ઘટ બને ત્યારે ગોળ કાંડીઓના આકારના લાકડાના ઢાળામાં તે બધું મિશરણુ દબાવી દસ મીનીટ રાખી કાઢી લેવું એટલે તયાર કાંડીઓ બનશે. ઉપર બતાવેલા લાકડાના ઢાળને ઊપરનું તથા નીચેનું અડધીયુ એવા બે પડ હોયછે. જૂદા જુદા રંગની કાંડીઓ કરવી હોયતો તે તે રંગનું પાણી બનાવી તેમાં કાંડીઓ પલાળી સુકવવી.

૫૬ ધાતુઓને સાફ કરવાનું પાલીસ— જેને મેટલ પાલીશ કહેછે તે બનાવવાની રીત— કાચ ચડેલા અને ડાઘ પડેલા પિતળ; તાંબુ, લોઢું, કાંસુ વીગેરે ધાતુના વાસણ પર ચોળવાથી સાફ થાયછે.

જપાની મીણુ ૧૦ તોલા, સલ્ફયુરીક એસીડ ૫ તોલા લાલ ઇંટની ભુકી ૫ તોલા, મીણુ ઓગાળી તેમાં બીજી બે જણસો નાખી હલાવી તે મિશરણ એકત્ર કરી ડબીઓમાં ભરી રાખવુ.

૬૭ બુટ પાલીશ-૧ પીળુ બનાવવાની રીત– જપાની મીણુ ૪૦ ભાગ, ગામઠી મીંણુ ૫ ભાગ, ટરપેંટાઈન ૩૦ ભાગ, ઇલચીનીતેલ ૧ ભાગ, લવંગતેલ ॥ ભાગ, સાબુ ૧ ભાગ, પીળોરંગ ૧ ભાગ, પ્રથમ મીંણ અને સાબુ ઓગાળી તેમાં ટરપેંટાઈન નાખવું પછી બાકીની જણસ ભેગી કરી ખરલ કરી ડબીઓ ભરવી.

૨ બુટ પાલીશ કાળુ કાજળ ૨૦ ભાગ, મીણુ ૧૦ ભાગ, ટરપેંટીન ૨૫ ભાગ, સાબુ ૫ ભાગ, લવંગતેલ ॥ ભાગ, તેને ઉપર મુજબ બનાવી ડબીઓ ભરવી

૬૮ સીંદુર બનાવવાની રીત– બે રતલ શીસું લઈ એક પખ્તા લોઢાના વાસણમાં મુકી ઉનું કરી રસ કરવો અને નીચે તાપ કાયમ રાખી લોઢાની કડછી વતી હલાવ્યા કરવું. બે કલાકે તેનો રંગ બદલાઈ જશે અને પીળું થશે પછી નીચે વધારે તાપ કરી તપાવવું અને આશરે દોઢ કલાક સુધી હલાવતા રેહવું તેથી તેનો રંગ લાલ થતો જશે પછી તેપર બીજૂં લોઢાનું વાસણુ ઊંધું નાખી ઢાકવુ અને તેની નીચે ૨૪ કલાક સુધી મંદ તાપ રાખવો જેથી સારો રંગ આવશે પછી બહાર કાઢી તેને કુટી કપડછાણુ કરી રાખવું એટલે સીંદુર તયાર થશે કુટતી વખત મોહડામાં ઉડે નહી તેની સંભાળ રાખવી.

૬૯ અનાજ લાંબા વખત સુધી બગડે નહી અને [illegible]

લાગે નહી તેનુ મિશરણ– ચિકણી માટી ૨ રતલ, મીઠું ૧ રતલ, ફટકડી ॥ રતલ, એ ત્રણેની કપડછાણ ભુકી કરવી અને ઉપયોગમાં લેતી વખતે તેમાં પંચ રતલ પાણી મેળવવું અને એક રસ કરી અનાજને લગાવવું લગાવતા પહેલાં અનાજ તડકામાં સુકવવું ઉપરનુ પ્રમાણ ૯૦ રતલ જેટલા અનાજને પુરતું થશે

૭૦ લવ્હેંડર વાટર બનાવવાની રીત– રેકટી ફાઇડસ્પીરીટ ૫ રતલ, પાણી ૨ રતલ લવ્હેંડર ૨ આવુંસ, લેમનઓઇલ ॥– આવુંસ, એ બધાને એક રસ કરી બાટલીઓમાં ભરી રાખવું.

૭૧ કપડા ધોવાની પવિત્ર ભુકી કારબોનેટ આફ સોડા ૯ રતલ, સલ્ફેટ આફ સોડા ૩ રતલ ટંકણખાર ૧ રતલ ત્રણ જણસને કપડછાણ કરી ભેળવવું પછી તે ભુકી પાણીમાં નાખી તેમાં કપડા અડધી કલાક બાફવા જેથી ઘણાજ સાફ થાયછે. ૧૪ રતલ વજનના કપડાંને ૧ રતલ ઉપરની ભૂકીની જરૂર પડેછે.

૭૨ રૂપાનો ગીલીટ કરવાની રીત– ગીલીટ કરવાના પિતળ તથા તાંબાના વાસણને રાખવતી ઘસી સાફ કરી નીચે લખેલી દવા બે વખત લગાવવી હાથવતી લગાવવાથી કાળા ડાગ પડશે માટે વાદળી અગર બુગડાવતી લગાવવી ૨॥ વાલ ભાર સિલ્વર નાઇટ્રેટ ચીનાઈ વાસણમાં નાખી તેમાં એક તોલો ગરમ પાણી નાખવું અને એક રસ કરવું : પછી તેમાં ૪ વાલ ખાવાનું મીઠું અર્ધો તોલા પાણીમાં મેળવીને નાખવું : જેથી ગીલીટ કરવાનુ મિશરણ તૈયાર થશે.